॥ સનાતન પરમો ધર્મ ॥

શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજનું મુખપત્ર

પ્રચાર પ્રસાર

જાગૃત ઉજાગર

સોસીયલ મિડીયા

# સનાતન ધર્મ પત્રિકા

નખત્રાણા-કચ્છ

Email : office@sanatandharmpatrika.com I Web : www.sanatandharmpatrika.com

● સં.૨૦૭૭ ● આસો વદ-બીજ ● તા.૨૨-૧૦-૨૧ ● શુક્રવાર SDP NO:550 પાનાં:૩ MOB.:+91 780187774,+91 7718977774 ankasantandharmpatrika@gmail.com

## શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર યુવાસંઘ સામાન્ય સભાનો અહેવાલ





ABKKP યુવાસંઘ ની સામાન્ય સભા તા.18.10.21 ને સોમવારે સવારે 9:00 કલાકે કડોદરા પાટીદાર વાડી સુરત ખાતે DGR ની યજમાનીમાં કરવામાં આવી હતી.

સર્વ પ્રથમ સમાજની ત્રણેય પાંખો શ્રી સમાજ, મહિલાસંઘ તેમજ યુવાસંઘ દ્વારા દીપ પ્રાગટ્ય તેમજ સેન્ટ્રલ PRO અંજુબેન ધોળુ દ્વારા સમૂહ પ્રાર્થના કરી સભાની શરૂઆત કરવામાં આવી હતી.

જનરલ સેક્રેટરી નટવરભાઈ સામાણી દ્વારા સૌનું સ્વાગત કરી, સૌ હોદ્દેદારોને સ્થાન ગ્રહણ કરાવવામાં આવ્યું ત્યારબાદ સેક્રેટરી ગીરીશભાઈ ભાવાણી દ્વારા ગત મિટિંગની મિનિટ્સ બુક નું વાંચન કરવામાં આવ્યું હતું. ખજાનચી દિપકભાઈ દિવાણી દ્વારા હિસાબોની રજૂઆત કરવામાં આવી હતી. YSK ના હિસાબો ફંડ મેનેજર હરેશભાઈ રામાણી તેમજ સૌરભ રામાણી દ્વારા પ્રસ્તુત કરવામાં આવ્યા હતા.

ABKKP ની સંલગ્ન સંસ્થાઓ ના અહેવાલ શ્રી સમાજ ના મંત્રી મોહનભાઈ ધોળુ દ્વારા આપવામાં આવ્યા હતા. શ્રી સમાજના પ્રમુખ સ્થાનેથી અબજી ભાઈ કાનાણી એ સૌને આશિષ વચન આપ્યાં હતાં.

સમાજનો મુખપત્ર સનાતન ધર્મ પત્રિકા ના નવા વરાયેલા કન્વીનર ડૉ.વિઠ્ઠલભાઈ ભાવાણી તેમજ સહ કન્વીનર નવિનભાઈ લીંબાણી નુ શાબ્દિક સ્વાગત કરવામાં આવ્યું હતું.

જયંતિભાઈ રામાણી ને સમાજના ઉપપ્રમુખ તથા મોહન ધોળુ અને અશોકભાઈ ભાવાણી ને મંત્રી બનવા બદલ અભિનંદન આપવામાં આવ્યા હતા.

ત્યારબાદ મહિલાસંઘના મહામંત્રી શ્રીમતી રમીલાબેન રવાણી સૌને આશિષ વચન આપતા કહ્યું હતું કે મિશન અભિમન્યુ, YSK માટેની જાગૃતતા તેમજ સનાતન ધર્મ પત્રિકા ના વાચક મિત્રો માટે જાગૃતતા તેમજ હેંડો હિંમતનગર ઓલમ્પિયાડ ખૂબ જ યાદગાર બનાવ્યો તે માટે ડૉ.વસંતભાઈની પુરી ટીમને અભિનંદન આપ્યાહતા.

ત્યારબાદ ઓપન મંચમાં ભારતભર થી પધારેલ સૌ કાર્યકર્તાઓ એ ખૂબ સુંદર સુઝાવો આપ્યા હતા.મિશન ચેરમેન મોહન ધોળુ એ પોતાના ઉદ્દબોધનમાં સૌ કાર્યકર્તાઓ ને બિરદાવ્યા હતા. ત્યારબાદ સમાજ ને હંમેશા નવું અને નોખું આપનાર પ્રમુખ સેવક ડૉ. વસંતભાઈ ધોળુ ના અત્યાર સુધીના સામાજીક સફરને વિડીયો અને પોતાના જ અવાજમાં ઓડિયો દ્વારા રજૂ કર્યો હતો.

અંતમાં અધ્યક્ષ સ્થાને થી ડૉ.વસંત ધોળુ એ પોતાની આગવી અદામાં લાગણીસભર અને સૌને પ્રોત્સાહન પૂરું પડે તેવુ જોરદાર ઉદ્દબોધન આપ્યું હતું. સભા એ ઊભા થઈ વીર તાલી વડે તેમના કાર્યોને સન્માન આપ્યું હતું.

અખિલ ભારતીય યુવા સંઘની 13 સમિતિઓને તેમના કાર્યો દ્વારા એવોર્ડ્સ આપી બિરદાવવામાં આવ્યા હતા.નીચે મુજબ દરેક સમિતિઓ ને એવોર્ડ આપવામાં આવ્યા હતા.

Emerging performance award
1PMatrimonial સમિતિ
2PPolitics સમિતિ
3PFund સમિતિ

Emerging performance award
1PMatrimonial સમિતિ
2PPolitics સમિતિ
3PFund સમિતિ

Impressive performance award
1PSocial and spiritual સમિતિ
2PEducation સમિતિ
3PWebcom સમિતિ

Marvelous performance award
1PYSK સમિતિ
2PHelth n Disaster સમિતિ
3PAgriculture સમિતિ

Outstanding performance award
1PBusiness સમિતિ
2PPR઼ સમિતિ
3PSports સમિતિ
4PYuva Utkarsh સમિતિ

CP (Central President)
હિતેશ રામજીયાણી - મુંબઇ
MUR 9889687347

CIP Central
CIP (Central Immediate President)
ડૉ.વસંત ધોળુ-તલોદ
SBR 9426405478

CVP (Central Vice President)
નટવર સામાણી - નાગપુર
VDR 9422021889

CCP (Central Council President)
પ્રતાપ છાભૈયા - સુરત
DGR 9825105141

CCP (Central Council)
CCP (Central Council President)
વિનોદ ભાવાણી - બેંગ્લોર
DKT 9886493899

CCP (Central Council President)
CA પંકજ પારસીયા-અમદાવાદ
MGR 9879369121

CCP (Central Council President)
દિપક દિવાણી-હૈદરાબાદ
TAP 9052431313

CCP (Central Council President)
ડૉ.વિપુલ છાભૈયા-અમદાવાદ
MGR 7874490435

CGS (Central General Secretary)
ભરત છાભૈયા-પુના
CSR 9422006846

CT (Central Treasurer)
CA લક્ષ્મણ ગોરાણી-હુબલી
UKT 9591885899

CIT (Central Joint Treasurer)
દિનેશ રવાણી-સુરત
DGR 9427224923

CCP (Central Council President)
જયેન્દ્ર રુડાણી-ગાંધીધામ
KCR 8980660333

CPRO(Central Public Relation Officer)
મુકેશ કાલરીયા-પાટણ
UGR 9428665109

CS (Central Secretary)
નિલેશ સુરાણી - તલોદ
SBR 9428063512

CCS (Central Council Secretary)
મિનેશ વાડિયા - મોડાસા
SBR 9428357224

CCS (Central Council Secretary)
જગદીશ લીંબાણી - પુના
CSR 9975563398

CCS (Central Council Secretary)
દિલીપ પોકાર - હરદા
MPR 9425044125

CCS (Central Council Secretary)
મહેશ પોકાર - મદુરાઈ
DBR 9791787995

CCS (Central Council Secretary)
મુકેશ છાભૈયા-બાલાસોર
ODR 9437068771

CCS (Central Council Secretary)
નવિન લીંબાણી-રાયપુર
CGR 9300666628

સંકલન:-પ્રવક્તા 2018-21-અંજુબેન ધોળુ- PDO નિલેશ સુરાણી

## શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર યુવાસંઘ પ્રમુખશ્રી હિતેષભાઇ રામજીયાણી

મુંબઈ નિવાસી કચ્છ માં દેશલપર વંઢાય ના યુવા તરવરીયા રામજીઆણી હિતેશ નું યુવાસંઘ 2021-2023 ના પ્રેસીડેન્ટ તરીકે વરણી થયે થી આવકારતા પહેલા થાણે લક્ષ્મીનારાયણ મંદિર માં દર્શન કરાવી ઇસ્ટ દેવ ના આશીર્વાદ મેળવ્યા.

ત્યારબાદ જનરલ સેક્રેટરી ભરત છાભૈયા પુણે પણ સાથે હોય તમામ ને ઘટકોપર સમાજ વાડી માં સવાગત અને સન્માન કરવામાં આવ્યું.

આ પ્રસંગે મુંબઈ ટ્રસ્ટ ફન્ડ ના ચીફ અરુણભાઈ નાકરાણી અને અન્ય સાથે યુવાસંઘ 2012-2014 ના વાઇસ પ્રેસિડેન્ટ પ્રકાસ માવાંણી સાથે મહેન્દ્ર સેંઘાણી જેઓ કડોદરા પણ ઉપસ્થિત હતા.અને મુંબઈ રિજીયન ના યચહ અશોક અમૃતિયા નો ઉત્સાહ પણ અનેરો હતો

અને તેઓ દ્વારા મુંબઈની પૂર્ણ ટીમ દક્ષિણ ગુજરાત થી મુંબઈ નવ નિયુક્ત યુવાસંઘ ના પ્રેસિડેન્ટ ને હોમ રિજીયન માં લઇ ગયા હતા.

જે ઉત્સાહ પૂર્વક આ જવાબદારી ને સ્વીકૃત કરી છે. મુંબઈ સમાજ ને હવે કેંદરિય પ્રમુખ શ્રીસમાજ ના પણ અને યુવાસઘ ના પ્રેસિડેન્ટ પણ મળ્યા છે ત્યારે મુંબઇઘરા ની સવિશેષ જવાબદારી બને છે કે શ્રીસમાજ નું ગૌરવ મુંબઈ હાથે ખૂબ જ વધે અને સમગ્ર પ્રોજેક્ટ ને સવિશેષ સફળતા મુંબઈ દ્વારા મળે અને તેઓનું સમાજ વિકાસ માં ઉત્તમ ઉત્તરદાયિત્વ મળે. હિતેશ રામજીઆણી અને મુંબઈ રિજીયન દ્વારા આવનાર ટૂંકા સમય માં રાષ્ટ્રીય ઇવેન્ટ યુવાસંઘ ની મુંબઈ ની પિચ પર હસેજ એવી ઉત્સાહ ની પ્રતીતિ પણ જરૂર કરાવશે.

સંયોજક મહેન્દ્ર સેંઘાણી, મુંબઇ

## "શ્રી અ.ભા.ક.ક઼.પાટીદાર સમાજના હોદ્દેદારો સાથે તેલંગાના-આંધ્રપ્રદેશ કચ્છ કડવા પાટીદાર સમાજના હોદ્દેદારશ્રીઓ સાથે ઝૂમ મિટિંગ."



"શ્રી અ.ભા.ક.ક઼.પાટીદાર સમાજના હોદ્દેદારો સાથે તેલંગાના-આંધ્રપ્રદેશ કચ્છ કડવા પાટીદાર સમાજના હોદ્દેદારશ્રીઓ સાથે ઝૂમ મિટિંગ."

શ્રી અ.ભા.ક.ક.પાટીદાર સમાજના પ્રમુખશ્રી અબજી વિશ્રામ કાનાણીના અધ્યક્ષ હેઠળ ઝોન સમાજ સાથે તા.૨૦-૧૦-૨૦૨૧ મિટિંગ મળેલ.

મહામંત્રીશ્રી પુરષોત્તમભાઈ રવજી ભગત દ્વારા કેન્દ્રીય સમાજ ના પદાધિકારીઓનો પરિચય આપેલ. મંત્રી વિનોદ માવજી ભગત, દક્ષિણ ભારતના પ્રભારી શ્રી વિનયકાંતભાઈ અને સહ પ્રભારી શ્રી વસંતભાઈ કેશવલાલ ગોરાણી સાથે TAP સમાજમાં તેલંગાના-આંધ્રપ્રદેશ કચ્છ કડવા પાટીદાર સમાજના પ્રમુખશ્રી કાંતિલાલ પ્રેમજી ગોરાણી, ઉપ પ્રમુખશ્રી પુરષોત્તમ મનજી ભાવાણી, ઉપ પ્રમુખશ્રી શંકરલાલ શામજી રામાણી, કાંતિલાલ મનજી દિવાણી, વિજયવાડા, મહામંત્રી શ્રી હંસરાજ નાનજી દડગા, મંત્રીશ્રી કરસન નારણભાઈ સેંઘાણી, ય.. જીવરાજ મનજી જબવાણી, ન્યાય સમિતિના ચેરમેનશ્રી કરમશીભાઈ ડાહ્યાભાઈ પાંચાણી, જયાબેન રામજી કેસરા રામાણી, ખજાનચીશ્રી નાનાલાલ રાજારામ સોમજીયાણી અને શાંતિલાલ વિશ્રામ લીંબાણી, વિજયવાડા એ ઝૂમ મિટિંગમાં ભાગ લીધો હતો.

શ્રી અ.ભા.ક.ક.પાટીદાર સમાજના પ્રમુખશ્રી અબજી વિશ્રામ કાનાણીએ નખત્રાણા મધ્યે જનરલ સભામાં તમામ ઝોનને સારી સંખ્યામાં ઉપસ્થિત રહેવા બદલ ધન્યવાદ પાઠવેલ સાથે જણાવેલ કે આપણે સૌ સાથે મળીને જે વડીલોનું સ્વપ્ન હતું. કે "કચ્છના પાટનગર ભુજ ખાતે શ્રી સમાજનું સંકુલ ઉભુ થાર્ય જેને સાકાર કરવા આપણે સૌ નિમિત બન્યા છીએ, ભુજ ખાતે જે જમીન ખરીદી કરેલ છેતેના ઉપર સમાજ ભવન નિર્માણ થશે, જેમાં રહેવા-ઉતરવાની તમામ સુવિધા ઉભી કરવામાં આવશે, વિદ્યાર્થીઓ માટે હોસ્ટેલ- કન્યા છાત્રાલય જેવા વિઝન ભવિષ્યમાં ઉભા કરવામાં આવશે. આરોગ્ય માટે covid જેવી સુવિધાઓ ઉભી કરવાનું પ્લાનિંગમાં છે સાથે આવક ઊભી થાય તે માટે પાર્ટી પ્લોટ જેવી સુવિધાઓ તાત્કાલિક ધોરણે સાકાર કરવામાં આવશે જેના ડ્રોઈંગ બની રહ્યા છે. સંકુલનું માસ્ટર પ્લાનિંગ પ્રમાણે ડ્રોઈંગ બનતાં સાર્વજનિક કરવામાં આવશે. તમામ સુવિધાઓ ઉભી કરવા ઝોન સમાજો એસ્થાનિક સમાજો સાથે મળીને

કેન્દ્રીય સમાજની સ્કીમ થી વાકેફ કરવા, ભૂમિ દાન પેટે પ્રોત્સાહિત કરવા અનુરોધ કરેલ.

TAP સમાજના પ્રમુખ શ્રી કાંતિલાલ પ્રેમજી ગોરાણીએ તેલંગાના- આંધ્ર સમાજ નોઅહેવાલ માં જણાવ્યું કે સમાજની સળગતી સમસ્યાઓ માટે તબ. સમાજની પ્રથમ કારોબારી સભાની મીટિંગમાં નિવારણ માટે સમિતિઓનું ગઠન કરેલ છે. જેવી કે સગપણ સમસ્યા, ભાગેડુ લગ્ન અને છુટાછેડા, આધ્યાત્મિક સમિતિ બનાવી સમાજને સેતુ બનવાના પ્રયાસ કરેલ છે. કેન્દ્રીય સમાજની દિવાળી બોણી તમામ ઝોન સમાજોના પૂરેપૂરા જમા થયા જોઈએ

હજુ સુધી અમુક ઝોન દિવાળી બોણી આપતા નથી તો તેના માટે શ્રી સમાજે શું પગલા લીધા. તેવા પ્રશ્નો ઉપસ્થિત કરેલ.અમારા પૂરેપૂરા ઝોન ના જમા થઈ જશે એવી ખાત્રી આપેલ.

TAP ઝોનની અમૃતકુંભની તમામ રકમ શ્રી સમાજમાં જમા કરાવેલ છે.સંસ્કાર ધામમાં નિર્માણ કરેલ છે પરંતુ સુવિધાનો અભાવ છે.તમામ સમાજોમાં પાટીદારોમાં ભગવાન લક્ષ્મીનારાયણનો પ્રચાર, કુળદેવી ઉમિયા માતાજીની આરાધના વિષે માહિતી,

ઝોન વાઈસ આધ્યાત્મિક સમિતિબનાવવી,

સંસ્કાર ધામમાં સંસ્કૃત જ્ઞાન માટે વિદ્યાર્થીઓને તૈયાર કરવા જેથી કડવા પટેલનો દીકરો સંત-સાધુ બનીને સમાજનો ઉદ્ધાર કરે.

હાયર કરેલ સંતોના બદલે ભારતભરની સમાજોમાં આધ્યાત્મિક નોલેજ ધરાવનાર ટીમ ઉભી કરવી જેથી તમામ ગામ-શહેરમા એકરૂપ સનાતન ધર્મનો પ્રચાર થાય, અલગ અલગ ધર્મમાં કોઈ ફંટાય નહીં. એ કાર્ય સંસ્કારધામનું છે.

ઉપરના વિચારો સંસ્કાર ધામના હોદ્દેદારો સાથે ચર્ચા કરવાનો સુઝાવ મુકેલ.

મહામંત્રીશ્રી હંસરાજ નાનજી દડગા.... સમાજની પહેલ કરવા બદલ ધન્યવા પાઠવેલ, મળેલ જવાબદારીને સમય લાગશે પરંતુ પૂરેપૂરો સહયોગ આપશું.

કાંતિલાલ પ્રેમજી ગોરાણી.

## કૃષિ ઈનોવેશન ડેવલપમેન્ટ એસોસિએશન પ્રાયોજીત સંમેલન

જયભારત સહ જણાવવાનું કે કૃષિ ઇનોવેશન ડેવલપમેન્ટ એસોસિએશન પ્રાયોજિત એક મિટિંગનુ આયોજન તારીખ ૨૧.૧૦.૨૦૨૧, ગુરુવારના રોજ સવારે ૯.૦૦ કલાકે રાણારાય ફાર્મ વિરાણી નાની ખાતે રાખવામાં આવેલ છે. આ સંસ્થાએ જળસંચય, વ્યસન નાબૂદી તથા ગ્રામોત્થાનને લગતી પ્રવૃતિઓ મરાઠવાડા, મધ્યપ્રદેશ જેવા વિવિધ વિસ્તારમાં કરીને અદ્ભુત સફળતા મેળવી છે. કચ્છ વિકાસ માં રૂચિ ધરાવતી આ સંસ્થાએ હવે કચ્છમા કાર્ય કરવા હામ ભીડેલ છે અને પ્રથમ અબડાસા તથા માંડવી તાલુકાને પસંદ કરેલ છે.આને લગતી મિટિંગો અગાઉ કનકપુર, પ્રાગપર જેવી વિવિધ જગ્યાએ થઈ ગયેલ છે.

હવે આપણા ગઢસીસા વિસ્તારને નવપલ્લવિત કરવા શું કરી શકાય તે અંગે સંસ્થાની કામગીરી ની માહિતી મેળવી વિકાસમાં સહભાગી થવા આ મિટિંગમાં બહોળી સંખ્યામાં સમયસર પધારવા આગ્રહ ભરી વિનંતિ છે.

કચ્છ કિસાન સંઘ, ગઢસીસા વિભાગ. જયેશભાઇ છાભૈયા, સમાજ સેવક





## શ્રી અ.ભા.ક.ક.પા યુવાસંઘ સાબર રીજીયન બાયડ-કપડવંજ ડિવિઝન રણજીતપુરાકંપા મહિલા શકિત દ્વારા આનંદ મેળો

તા.20.10.2021 ના રોજ રણજીતપુરાકંપા ખાતે મહિલા મંડળ દ્વારા શરદ પૂનમના દિવસે આનંદ મેળાનું આયોજન કરવામાં આવ્યું હતું. જેમાં મહિલા મંડળ સભ્યો દ્વારા અલગ અલગ સ્ટોલ જેવાકે ગોટા, દાબેલી, પાણીપુરી, ખીચું, છાસ સ્વાદિષ્ટ રીતે તૈયાર કરવામાં આવ્યા હતા.જેની ખાણી પીણીની લીજ્જત સૌ ગ્રામજનોએ માણી હતી.

જેમાં મહિલા મંડળ પ્રમુખ નીરૂબેન અરવિંદભાઈ છાભૈયા અને મંત્રી પ્રેમિલાબેન કિરીટભાઈ નાકરાણીએ કહ્યું હતું કે શરદ પૂનમ ના દરેક ગામમાં નાસ્તા થતાં હોય છે પણ આપણે કંઈક અલગ કરીએ અને બજારુ નાસ્તા નહિ પણ સ્વાસ્થ્ય માટે શુધ્ધ સાત્વિક ખોરાક ખાઈએ અને દરેક ગ્રામજનો સાથે નાસ્તો કરીએ તે હેતુસર આજનું આયોજન કરેલ હતું.જેમ સૌ કોઈ ગ્રામજનો ઉત્સાહભેર જોડાઈ મહિલા શક્તિના કાર્યને બિરદાવ્યું હતુ.

ટીમ બાયડ-કપડવંજ ડિવિઝન પ્રચાર-પ્રસાર વતી... PRO અનલ ભાદાણી 2021~23

જય મિશન જય યુવાસંઘ




## દિનેશ નાકરાણી કોણ છે ? જેને દિપક ચાહર ના શ્રેષ્ઠ T20 ONEઆંકડાની બરાબરી કરી




દિનેશ નાકરાણી કોણ છે, જેણે દીપક ચાહરના શ્રેષ્ઠT201 આંકડાની બરાબરી કરી છે? શાબાશ કચ્છી ક્રિકેટરનાં કાંડાનાં કોવતને મૂળમોટી વિરાણીના 'ખેલાડી દિનેશ નાકરાણીએ યુગાન્ડા વતી રમતાં સાત રનમાં છ વિકેટના ટી -૨૦ ઇન્ટરનેશનલના વિશ્વવિક્રમની બરોબરી કરી.સાત રનમાં છ વિકેટ ... હા, સાત રનમાં છ વિકેટનો ટી -૨૦ ઇન્ટરનેશનલમાં સૌથી શ્રેષ્ઠ બોલિંગનો વિક્રમ ભારતના ઝડપી બોલર દીપક ચહરના નામે હતો અને હવે આ જ રેકોર્ડની બરોબરી યુગાન્ડાના એક મધ્યમ ઝડપી બોલરે કરી પગલે ભારતીય રમતપ્રેમીઓ ખુશ થયા છે અને કચ્છના ક્રિકેટચાહકોને તો વિશેષ આનંદ થયો છે ૧ કારણ કે એ બોલર છે.

કચ્છના વિરાણીનો પ્રતિભાશાળી ઓલરાઉન્ડર 'દિનેશ નાકરાણી , કચ્છની હાઇસ્કૂલ માટેની પ્રતિષ્ઠિત સિઝન બોલ ટૂર્નામેન્ટ કચ્છમિત્ર ટ્રોફી રમી ચૂકેલા દિનેશે ગઇકાલે આઇસીસી ટી -૨૦ મોટી વર્લ્ડકપ આફ્રિકા ક્વોલિફાયર મેચમાં લેસોથો સામે ૭ રનમાં છ વિકેટ ખેરવવાનું પરાક્રમ કર્યું હતું. દિનેશે ટવાન્ડાથી વાતચીતમાં કહ્યું હતું ગયા વર્ષે અમે(યુગાન્ડા) એક રનથી વર્લ્ડકપ ક્વોલિફાયરના આગળના સ્ટેજ માં જવાનું ચૂકી ગયા હતા એટલે આ વખતે આગેકૂચ માટે સખત મહેનત કરી છે અને આ તેનું જ પરિણામ છે ૩૦ વર્ષીય દિનેશ ડાબોડી બેટ્સમેન અને ડાબોડી મધ્યમ ઝડપી બોલર છે અને ગઇકાલે કિગાલી ખાતે ખાતે દિનેશની બોલિંગના તરખાટને પગલે લેસોથો માત્ર ૨૬ રનમાં ઓલઆઉટ થઇ ગયું હતું યુગાન્ડાએ વિના વિકેટે લક્ષ્ય આવ્યું હતું . દિનેશે ચાર ઓવરમાં વાહમાં જાકડા , માઝ ખાન સરફરાઝ પટેલ , ઓમર હુસૈન મોલાઇ માસ્સુ , અયાઝ પટેલની વિકેટ ઝડપી હતી . ત્યારબાદ સ્વાઝીલેન્ડ સામેની મેચમાં પણ ૧૩ રનમાં ત્રણ વિકેટ ઝડપી હતી અને પછી ૨૪ દડામાં ૨૨ રન ( અણનમ ) પણ ફટકાર્યા હતા દિનેશ ૧૮ આંતરરાષ્ટ્રીય ટી -૨૦ માં ૨૮ વિકેટ ઝડપી ચૂક્યો છે , તો ૧૪૯ રન પણ કરી ચૂક્યો છે . દિનેશે જણાવ્યું હતું કે , સારી લાઇનલેન્થ પર બોલિંગ કરવાનું લક્ષ્ય હતું . મેં સાત રનમાં છ વિકેટ ઝડપી ત્યારે દીપક ચહરના વર્લ્ડ રેકોર્ડની બરોબરી કરી તેનો ખ્યાલ પણ નહોતો . મેચ બાદ જ મને જાણ થઇ . પ્રોફેશનલ ક્રિકેટર તરીકે યુગાન્ડામાં રમતો હતો અને અહીંની ટીમ પણ ઇન્ટરનેશનલ ક્રિકેટમાં આગળ જવા સારી મહેનત કરી રહી છે . ઉલ્લેખનીય છે કે , દિનેશ માં ઘણી સ્પર્ધાઓમાં ઝળક્યા બાદ સૌરાષ્ટ્ર માટે અંડર -૧૯ અને અંડર -૨ ૩ સ્પર્ધાઓમાં રમ્યો હતો , તો સૌરાષ્ટ્ર વતી રણજીત ટ્રોફી ટૂર્નામેન્ટમાં પણ ભાગ લીધો હતો . મહેન્દ્રસિંહ ધોનીને રોલ મોડલ માનતા દિનેશે ૨૦૧૯ માં પ્રથમ ઇન્ટરનેશનલ ટી -૨૦ મેચ રમી હતી અને યુગાન્ડાની પ્રગતિમાં મહત્ત્વનું યોગદાન આપી રહ્યો છે . દિનેશ ૨૦૦૯ માં કચ્છમિત્ર ટ્રોફીમાં રમ્યો હતો અને એ વખતે કોચ શંકર રાઠોડે તેની પ્રતિભા પારખી હતી અને યોગ્ય ટિપ્સ સાથે મદદ કરી હતી. ૨૦૧૨ માં આંતર જિલ્લા ક્રિકેટ સ્પર્ધામાં ભાવનગર રૂરલ સામેની મેચમાં કે.સી.એ. ( ભુજ ) વતી પ્રથમ બેવડી સદી ( ૨૪૨ રન ) ફટકારી હતી દિનેશ જણાવે છે કે , નાનપણથી ક્રિકેટનો શોખ હતો . પ્રેક્ટિસની કમી ન રહે એ માટે ઘરમાં જ ખાસ સુરતથી બોલિંગ મશીન અને પર્સનલ નેટ રાખ્યા હતા




# સનાતન મેડિકોઝ




## ઓસ્ટીયોપોરોસીસ ની માન્યતાઓ અને હકીકતો





ઓસ્ટીયોપોરોસીસ એક સિસ્ટમેટિક અસ્થિઓની સમસ્યા છે જેમાં હાડકાઓના વજનમાં ઘટાડો થઈ હાડકાઓની નાજૂકતામાં વધારો થાય છે. સરળ શબ્દોમાં કહીએ તો, એક એવી સમસ્યા જે ફ્રેક્ચરના વધતા જોખમ તરફ દોરી જાય છે.

ઓસ્ટીયોપોરોસીસથી પીડિત હોય છે અને તેમાંથી ૮૦ ટકા સ્ત્રીઓ હોય છે.

**માન્યતા:** ફક્ત વૃદ્ધ સ્ત્રીઓને જ ઓસ્ટીયોપોરોસીસ થાય છે

**હકીકત:**ઓસ્ટીયોપોરોસીસ વિશે ઘણી ગેરમાન્યતાઓ પ્રચલિત છે, જેમ કે તે વૃદ્ધ સ્ત્રીઓને થતો રોગ છે. ૫૦ વર્ષથી વધુની વયની દર ૩ માંથી ૧ સ્ત્રીને ઓસ્ટીયોપોરોસીસ હોય છે. એક-તૃતિયાંશ સ્ત્રીઓના જીવનકાળમાં રજોનિવૃત્તિ બાદ પહેલાં પાંચ વર્ષમાં અસ્થિ ઘટાડો થાય છે. જોકે સ્ત્રીઓમાં કુદરતી રીતે પુરષો કરતા નાના અને પાતળા હાડકા હોવાથી તે સ્ત્રીઓ વધુ સામાન્ય છે તેમ છતાં પુરુષોને પણ ઓસ્ટીયોપોરોસીસ થાય છે.

**માન્યતા:**૫૦ વર્ષની વયે મારે ફક્ત કેન્સર અને હૃદય રોગની ચિંતા કરવાની જરૂર છે.

**હકીકત:** ૫૦ વર્ષથી વધુની વયની દર ૨ માંથી ૧ સ્ત્રી તેના આવનાર વર્ષોમાં ઓસ્ટીયોપોરોટીક ફ્રેક્ચરથી પીડાઈ શકે છે. સ્ત્રીઓને તેમના સ્તન, ઓવરી કે યુટેરીન કેન્સર જેટલું જ ઓસ્ટીયોપોરોસીસનું જોખમ છે.

**માન્યતા:** હું ખૂબ દૂધ પીઉં છું અને દૂધની બનાવટો લઉં છું એટલે મારે ઓસ્ટીયોપોરોસીસની ચિંતા કરવાની જરૂર નથી.

**હકીકત:**દૂધ આવશ્યક છે પરંતુ ઓસ્ટીયોપોરોસીસને રોકવા માટે તે એકલું પૂરતું નથી. ફણગાવેલુ કઠોળ, લીલી રાઈ, બ્રોકોલી, ટર્નિંગ ગ્રીન્સ અને કેલમાંથી કેલ્શિયમનું શોષણનો દર દૂધ કરતા વધુ હોય છે.

**માન્યતા:**ઓસ્ટીયોપોરોસીસ માટે વય અને સ્ત્રી હોવા સિવાય કોઈ વિશિષ્ટ જોખમી પરિબળ નથી.

**હકીકત:** વય એ સૌથી મહત્વનું જોખમી પરિબળ છે ખાસ કરીને ૬૫ વર્ષથી વધુની વયે. પરંતુ નીચેના પરિબળો ધરાવતા લોકોને પણ જોખમ રહેલું છે.

નાનું અસ્થિ માળખું

વહેલી રજોનિવૃત્તિ કે પોસ્ટ મેનોપોઝલ

ઓસ્ટીયોપોરોસીસનો વંશીય ઈતિહાસ

ઓછું વજન

ભોજનમાં કેલ્શિયમનું ઓછું પ્રમાણ

નિષ્ક્રીય જીવનશૈલી

અતિશય ધૂમ્રપાન અને મદિરાપાન

ભોજનની સમસ્યાઓ

સ્ટીરોઈડસ કે એન્ટિકન્વલ્સન્ટ

જેવી કેટલીક દવાઓનો ઉપયોગ

**સનાતન મેડીકોઝ....**

સંપાદક:ડૉ.વિપુલભાઈ છાભૈયા,અમદાવાદ નરોડા




## ભારતમાં કોરોના વેક્સિન મેળવી મોટી સિદ્દિ

ભારતમાં વેક્સિના લાગ્યા 100 કરોડ ડોઝ કેન્દ્રીય સ્વાસ્થ્ય મંત્રીએ ટ્વીટ કરીને આપી માહિતી 100 કરોડ ડોઝ લગાવનાર દુનિયાનો બીજા નંબરનો દેશ બન્યો ભારત

## નખત્રાણા પંથકમાં કપાસ-દાડમે દગો આપ્યો

વિથોણ ( તા . નખત્રાણા ) તા . ૨૦ : આ વર્ષનું ચોમાસું ખેડૂતોને ફળ્યું નહીં ને નખત્રાણા પંથમાં કપાસ અને દાડમની હોવાના હેવાલ મળ્યા છે નખત્રાણા પેદાશને મોટી નુકસાની થઇ પંથમાં મોટાભાગની કપાસની ફસલ નિષ્ફળ ગઇ છે . ખેડૂતો માટે આમદની આઠ આની અને ખર્ચ એક રૂપિયા જેવું થયું છે . કપાસની પેદાશને મળો થઇ ગયો છે . આઠ માસી ફસલનું અકાળે મૃત્યુ થયું. ઘણા ખેડૂતોએ કપાસના જીંડવાવિહોણા છોડ ઉખેડી નાખ્યા . બીજીબાજુ ખેતીનો બાદશાહ ગણાતો દાડમનો પાક પણ હાથતાળી આપી ગયો છે . ગરમીનો પ્રકોપ અને પાછોતરા વરસાદથી દાડમના ફૂલ ખરી ગયાં છે . દાડમ પકાવવા માટેની મોંઘીદાટ દવાનો છંટકાવ પણ બેઅસર જણાતાં ખેતીનો માઉ દીકરો દાડમ અપાહિત બની ગયો અને ખેડૂતોને દાડમની પેદાશ દગાખોર નીકળી છે તેવું ખુદ કિસાનોએ જણાવ્યું હતું. દાડમની ખેતી ખૂબ જ ખર્ચાળ હોવાનું ખુદ ખેડૂતો જણાવે છે .

દાડમના રોપાની કિંમત પ્રતિછોડ ૪૦ થી ૫૦ રૂપિયા થાય છે અને વાવેતર સાથે પાયાના ખાતરનો ખર્ચ ચાલુ થઇ જાય છે અને ત્રણ વર્ષ પછી છોડ ળલાયક બને છે . પણ ઘણી ત્યારે ખેડૂતો દવા કંપનીવાળાનો સંપર્ક કરે છે અને કંપનીવાળા તેનાથી મોંઘી દવાનો છંટકાવ કરવાનું કહે છે . ફસલ આવે તે પહેલાં જ ખેડૂત દેવાળિયો બની જાય છે . ચાલુ વરસે ખરીફ પેદાશોમાં ખાસ રોનક નથી . મગફળીને બાદ કરતાં તમામ ખેતી ઉપજ નબળી પુરવાર થઇ વખત ફૂલ પકડાવાની દવા નિષ્ફળ જાય છે. હોવાથી પાછોતરા વરસાદ અને ગરમીના પ્રકોપને કારણે બાગાયતી પેદાશોએ પોતાની સમતુલા ગુમાવી દીધી છે . ગરમીની અસર શાકભાજી ઉપ ર પણ થઇ છે . શાક્ભાજી પેદાશોને તજા ગરમી થઇ ગઇ હોય તેવું દેખાય છે . ટમાટરની આવક ઓછી થવાથી ભાવમાં એકાએક તેજી આવી ગઇ છે . આ ચોમાસું કપાસની ફસલ માટે અપશુકનિયાળ સાબિત થયું છે તેવું ધરતીપુત્રોએ જણાવ્યું હતું.

## નખત્રાણા ના નાયબ કલેક્ટરશ્રી પોતાના પરીવાર સાથે શુભેચ્છા મુલાકાતે



નખત્રાણા મધ્ય વિભાગ પાટીદાર સમાજવાડી મધ્યે નખત્રાણાના **નાયબ કલેકટર શ્રી મેહુલભાઇ બરાસરા** પોતાના પરીવાર સાથે શુભેચ્છા મુલાકાતે આવ્યા.

મેહુલભાઈ મોરબી વિસ્તાર ના કડવા પાટીદાર સમાજના છે અને પોતે MBBS ડોક્ટર છે. તેમના પત્ની ગાયનેક ડોક્ટર છે




# છતીસગઢ યુવા ઉત્કર્ષ માટે સ્વર્ણિમ પ્રયાસ
## Vibes - Lets inspire each other



Vibes - Lets inspire each other   CGR યુવા ઉત્કર્ષ માટે સ્વર્ણિમ પ્રયાસ   CGR ના તરવરિયા યુવા
ગગન સાંખલા korba અને લીનેશ સામાણી Raipur નો અદભુત સાહસ...

આપડી સમાજ ના એવા યુવાનો જેમના માં ટેલેન્ટ તો કુટી કુટી ને ભર્યો છે, પણ એમને કોઈ એવો મન્ચ  નથી મલ્યો જેના દ્વારા એમનું ટેલેન્ટ એમના અંદર નો ફ્લાકાર બારે આવે...
શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજ ના યુવાઓમાં સાહસ અને વિચારશક્તિ તો ખૂબ અદભુત છે, એમને ખાલી જરૂર છે તો એવા મંચની જ્યાં આજ નો યુવા પોતાની કાર્યકુશળતા, ટેલેન્ટ અને પોતાની સાહસ નું સૌ ના સમક્ષ પ્રસ્તુતિકરણ કરી શકે. આજ ની 21વી સદી માં Tedx એક national લેવલ નું એવું મંચ છે જ્યાં સફળ વ્યક્તિઓ પોતાનું સાહસ નું વ્યાખ્યાન કરે છે,
તેના તર્જ ઉપર આપડા બંને પાટીદાર યુવાનો એ  ફક્ત અને ફક્ત આપડા ક્ષણ થી 25 વર્ષ ના KK. ના યુવાનો ને Vibes નામક એક મન્ચ પ્રદાન કર્યું જેનાથી એમના અંદર ના ટેલેન્ટ ને બારે પુરી દુનિય સમક્ષ પ્રસ્તુત કરીયે  પ આપડા Vibes પ્લેટફોર્મ ના પ્રાયોજક, આયોજક અને સંયોજક ગગન ભાઈ અને લીનેશ ભાઈ નો વિચાર છે,આપણે સફળ માણસો ને નથી શોધવા, પ્લેટફોર્મ આપી ને આપડા યુવાઓ ને સફળ બનાવા છે
Vibes કાર્યક્રમ ની ખાસ વાત છે કે ફક્ત ૫ દિવસ ના દરમિયાન કાર્યક્રમ ની રૂપરેખા રાખવામાં આવી છે અને છત્તીસગળ ના ઉત્સાહી યુવાઓ દ્વારા આ કાર્યક્રમ ને સફળ બનાવ્યો છે. આજ ના યુવાઓ જ્યારે પાર્ટીમાં જઈ ને સમય વ્યતીત કરવાની ઈચ્છા ધરાવતા હોય ત્યારે ગગન સાંખલા અને લીનેશ સામાણિ જેવા યુવાભાઈઓ યુવા ઉત્કર્ષ માટે નો પ્રયત્ન કરે છે જે આપ સૌ માટે ગર્વ કરવાની વાત છે.
કાર્યક્રમ માં પાર્ટીસિપેન્ટ્સ તરીકે પોતાની ભૂમિકા રજુવાત કરી છે, રાયપુર સમાજ થી દિયા નાકરાળી, ભક્તિ દીવાળી, મિત્તલ વેલાળી, સુમન પોકાર, અંકિત બાથાણી,યશ દીવાળી, અપેક્ષા દીવાળી, કિરણ પાંચાની, પ્રિયલ દીવાળી, પાયલ નાકરાળી, ભક્તિ રામાણી (બંગલોર), પિયુષ પોકાર (રાજનંદગાવ) અને ગેસ્ટ અપીયરન્સ તરીકે પ્રિન્સ ઓફ છત્તીસગળ વિવેક નાકરાની અને મર. નિશા દીવાળી ના સાથે 40 થઈ વધુ વિઝિટર્સ કાર્યક્રમ માં ઉપસ્થિત થઈ ને આવા અધભૂત સાહસ ને સફળ બનાવ્યો છે કાર્ય હમસે કરેંગે દિલસે




## હરિદ્વારમા કચ્છી લાલરામેશ્વર આશ્રમ શ્રદ્ધાળુઓ અને યાત્રીઓ માટે ખુલવા જઈ રહ્યો છે

હરિદ્વાર:- ઉત્તરાખંડ તપો ભૂમિ હરિદ્વાર મા આવેલ શ્રી કચ્છી લાલરામેશ્વર આશ્રમ ના  સંચાલકો દ્વારા લેવાયલ નિર્ણય અને ટ્રસ્ટી શ્રી પઢાઈભાઈ દ્વારા જણાવેલ જાણકારી મુજબ તારીખ 11.11.21 થી કચ્છી લાલરામેશ્વર આશ્રમ શ્રદ્ધાળુઓ અને હરિદ્વાર દર્શન કરવા આવતા યાત્રીઓ માટે ખુલવા જઈ રહ્યો છે. જે થી આશ્રમમા રૂમ બુકિંગ,કથા બુકિંગ સાથે અનય ગતિવિધિ ચાલુ કરવા મા આવશે
ખાસ નોંધ લેવાની કે કોવિડ 19 ના નિયમોમા ફેરફાર અથવા પરિસ્થિતિના અનુકૂળ અથવા કોવીડ કેસોમા વધારાના કારણે લીધેલ  નિર્ણયને રદ ગણવા મા આવશે. જે થી આવનાર દરેક વ્યક્તિ ને કોઈ પરેશાની ઊભીના થાય એનુ વિશેષ ધ્યાન રાખશો.
સંયોજક કિશોર ચોપડા






# "સનાતન ધર્મ પત્રિકા "નો દિવાળી અંક




પ્રતિ શ્રી,પ્રમુખશ્રી. મહામંત્રીશ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજ રચીત ઝોન સમાજો.

મહાશય ,

જય લક્ષ્મીનારાયણ સાથે જણાવવાનું કે, ટૂંક સમયમાં સમાજના "સનાતન ધર્મ પત્રિકા" નો દિવાળી અંક આપ સમક્ષ પહોંચાડવા માટે શ્રી સમાજની પ્રચાર પ્રસાર સમિતિ તૈયારીઓ કરી રહી છે. દિવાળી અંક પણ દર વર્ષની જેમ આ દિવાળી એક પણ એક વિશેષ સંભારણું બની એવા પ્રયત્નો કરવામાં આવી રહ્યા છે. આ અંક એક વિશેષ હોતાં એમાં પૃષ્ઠ સંખ્યામાં પણ વૃદ્ધિ થાય એ સ્વાભાવિક છે, તો સાથે સાથે એમાં " ગ્લોઝી " પેજનો પણ જરૂરી મુજબ ઉમેરો કરવામાં આવે છે તથા સંપૂર્ણ અંકને રંગીન છાપવામાં આવે છે. એના માટેના ખર્ચને પહોંચી વળવા જાહેરાતોની ખાસ જરૂર હોય છે. આ વિશેષ અંક માટે જાહેરાતોના દરમાં વર્તમાન જાહેરાતોના ભાવમાં વિશેષ છૂટ અપાય છે, જેની વિગતવાર માહિતી આ પત્ર સાથે આપવામાં આવેલ છે. વધારાના ગ્લોઝી પેજની સંખ્યા મર્યાદિત હોવાથી વહેલા તે પહેલાના ધોરણે લેવામાં આવે છે ..

આ સંદર્ભે વધુ માહિતી માટે ---

કાન્તિલાલ વાલજીભાઈ રામાણી , ૯૭૨૫૭૪૯૫૬૬. તથા અરૂણ ભાઈ પટેલ ( શાર્પેક્ષ ) ૯૮૨૪૦ ૪૦૦૩૦. નો સંપર્ક કરવા વિનંતી ... જાહેરાતો તા.૦૧-૧૧-૨૦૨૧ સુધી મળી જાય એ ઈચ્છનીય છે .

પત્રમાં આપેલ ભાવ દિવાળી અંક પૂર્તા " વિશેષ અંક" માટેના છે, જેની નોંધ લેવા વિનંતી ... આપશ્રીને વિનંતી કે, આપના ક્ષેત્રમાં આવતી સમાજો,યુવક મંડળો તથા મહિલા મંડળોને પણ આ માહિતી પહોંચાડી પ્રચાર પ્રસાર સમિતિને સહકાર આપશો ....

નોંધ : - પૂરતા પ્રમાણમાં જાહેરાતો મળે, ૫,૬,૭,૮ ક્રમ વાળી જાહેરાતો માટે ગ્લોઝી પેજ વધારવામાં આવશે .

લી . શ્રી વિઠ્ઠલભાઈ ભાવાણી. કન્વીનરશ્રી.૯૩૨૭૧૫૨૯૬૭

શ્રી નવિનભાઇ લિંબાણી. સહ કન્વીનરશ્રી. ૯૮૨૫૦૧૫૨૧૪ .

સુવિધા કેન્દ્ર :Mo .: +91 77189 77774

E - mail : office@sanatandharmpatrika.com

Web : www.sanatandharmpatrika.com

# ભાવભીની શ્રદ્ધાંજલિ - સનાતન ધર્મ પત્રિકા

| | |
|---|---|
| તારીખ:૨૧.૧૦.૨૦૨૧ ગુરૂવાર<br>સ્વ.ખેતાભાઈ સોમજીભાઈ પોકાર<br>ઉમર:૭૫ વર્ષ<br>કચ્છમાં ગામ:રવાપર<br>હાલે:હોસુર(તમિલનાડુ) | તારીખ:૨૨.૧૦.૨૦૨૧,શુક્રવાર<br>સ્વ.ધર્મેશ જયંતિભાઈ બાબુભાઈ ભોજાણી<br>ઉમર:૨૮ વર્ષ<br>કચ્છમાં ગામ:મહાદેવફામે દેહગામ,હાલ હિંમતનગર<br>અવસાન કારણ:ડેન્ગ્યુ |



પરમકૃપાળુ પરમાત્મા સદગતના દિવ્ય આત્માને પરમ શાંતિ અર્પે એજ પ્રાર્થના
શ્રી સમાજ ,સનાતન ધર્મ પત્રિકાની પ્રચાર પ્રસાર સમિતિ વ્દારા ભાવપૂર્ણ શ્રદ્ધાંજલિ
ૐ શાંતિ શાંતિ શાંતિ...



# આજ ની ચિંતનકણિકા



### શિક્ષણનું સમન્વિત અને પરિપૂર્ણ ચિંતન...(૬)

આજે આપણે શિક્ષણના મહત્ત્વના બીજા તબક્કાની વાત કરીશું...
અધિશીલ શિક્ષણ:માનવજીવનનાં ૯ થી ૧૬ વર્ષના ગાળામાં આ પ્રકારનું શિક્ષણ આપવાનું છે.

અધિચિત્ત શિક્ષણ અંતર્ગત ચિત્તવિકાસ અને ચિત્તશુદ્ધિની પ્રક્રિયા થાય છે, પણ આ બીજા તબક્કાથી બુદ્ધિવિકાસની પ્રક્રિયા શરૂ થાય છે. ચિત્તવિકાસ પછી બુદ્ધિવિકાસ...એવી જ રીતે સંસ્કારની પૃષ્ઠભૂમિ પર શિક્ષણનું વાવેતર.

આ ગાળામાં બાળકના શીલનું...ચારિત્ર્યનું ગઠન કરવાનું છે. જીવનમૂલ્યો દૃઢ કરવાનાં છે અને સદ્ગુણવિકાસની પ્રક્રિયા બળવત્તર બનાવવાની છે. પણ ધ્યાનમાં એ રાખવાનું છે કે એની રીત-પ્રક્રિયા બોધાત્મક કે ઉપદેશાત્મક ન જ હોવી જોઈએ. એ તો પરિવારના વાતાવરણથી; પરિવારજનો, સ્વજનો અને મિત્રોના ઉત્તમ વ્યવહારથી સહજ અને સ્વાભાવિક રીતે જ સ્થાપિત થાય. આ જ સમય છે જ્યારે સ્વૃની ઓળખ થાય, એટલે કે સ્વૃની શક્તિઓની પરખ થાય છે. Aptitude - અભિગમો સ્પષ્ટ થાય

અને એ થકી આત્મગૌરવ અને આત્મશ્રદ્ધાનાં બીજ રોપાય અને એ તત્ત્વો જીવનમાં પ્રતિબિંબિત થાય.

શારીરિક વૃદ્ધિ - વિકાસ અને માનસિક આવેગ - સંવેગની માત્રા પણ આ સમયગાળામાં અત્યધિક હોય છે...તેથી સ્ખલનની સંભાવના પણ પ્રબળ હોય છે. એવા સમયે એને એનાં શરૂઆતના સમયમાં આઠ વર્ષ દરમિયાન અપાયેલું અધિચિત્ત શિક્ષણ એની મદદે આવે છે

અને એના આવેગોનું નિયમન કરે છે.શ્રમ, શક્તિ અને સંયમના ગુણો કેળવવાનો આ ઉત્તમ સમય છે. સમગ્ર જીવનની Blue Print આ સમયમાં તૈયાર થાય છે. એનું ભાવિ જીવન કેવું હશે તે આ સમયમાં થયેલી શિક્ષણપ્રક્રિયાના આધારે નિર્ધારિત થાય છે.

મિશન અભિમન્યુ
શ્રી ઉમા એજ્યુકેશન એન્ડ ચેરીટેબલ ટ્રસ્ટ.
SUV International school.



કાર્યાલય :૫૦૧-૫૦૪,પાંચમો માળ,નરોડા બિઝનેસ હબ કોમ્પ્લેક્ષ,નરોડા દહેગામ રોડ,એસપી રિંગ રોડ પાસે,નરોડા અમદાવાદ- ૩૮૨૩૩૦ મોબાઈલ:૭૭૧૮૯૭૭૭૭૪